જરા મેહેરબાની કરીને પુરૂ વાંચી જુઓ.

અને એક પણ હવાલો ખોટો હોય તો બતાવી આપો.

# નુસખએ ઇલ્મેગૈબ

યાને જવાબ

# મખઝને દુઆગો સાહેબ






મુસન્નેફ

ખાદીમે ઇસલામ

હાજી યુસુફ સાલેહ ઉરફે શરીફ મરાહુર પુ.

સાકીને રાંદેર જીલ્લે સુરત.



સને ૧૩૨૧ હીજરી અને સને ૧૯૦૩ ઇસવી

સુરત,

'દેશી મિત્ર' પ્રેસમા કાશીરામ ભગવાનદાસે છાપ્યો


આ રીસાલો એક બીજાને દેખાડવા તમોને ભેટ છે.

# નુસખએ ઇલમે ગેબ

યાને જવાબ

## મખઝને દુઆગો સાહેબ.

બનામે ખુદા બખશાયનદેહ બખશાયદગર તમામ હમદ વાશતે અલ્લાહને છે અને દરૂદો સલામ ઊપર નબીએ આખરૂજ જમાનને છે. બાદ ખુદા તઆલા પોતાના કલામે પાકની સુરા આલઈમરાનની આયત ૭મા ફરમાવે છે કે તેજ છે જેણે ઊતારી તારાપર કીતાબ તેમાં બાજે આયતો પાકી (યાને ખુલ્લી) છે તે જડ છે કીતાબની અને બીજી છે કઈ તરફ મલતી તો જેના દીલ ફરેલા છે તેઓ લાગે છે તેની ઉપ વાલયોથી તલાશ કરે છે ગુમરાહી. અને તલાશ કરે છે તેની કલ બેસાડવી) તો હવે કોની લખેલી આયતો પાકકી છે તે આ નુશખામા તપાસી કબુલશો તો શફાઅત પામશો અને નહી તો હલાક થશો. કેમકે શીરક કરનારને અલ્લાહ બખસ્સે નહીં નીસા ૪૮ (વલ્લાહો અજીજુન હકીમ)

સાહેબો મારો રીસાલો નીમહકીમ અને તમબીહુલ મુફતરીના જવાબના પાચ સવાલના રદમા ર ગુનનો દુઆગોના નામનો એક રીસાલો નામે મખઝને દુઆગો અને મારા તા૦ ૧-૧૦-૧૯૦૮ના દેશી મીત્રના ચરચા પત્રના કાજી રાહમતુલ્લાહ સાહેબના જવાબમા એક હેનબીલ મી૦ આરેફ કાશમ માજીના નામનો જેમા હજરત સા૦ને કુલ ઇલમેગેબ જાણવાની મતલબ ને લોકોને તેમ માનવાનીભલામણ કરેલી છે. મારા જોવામા આવયોછે જે મારા રીસાલાનો નામનોજ બેખબર લોકોને સમજાવવાનો જવાબ લખેલો છે. કેમકે મે મારા રીસાલામા હજરત સા૦ની પેદાસથી લઇને શરવેથી છેલા આપ સા ગું જહનનમથી ઊમમતની શફાઅત કરવા સુધીમાકુરઆન શરીફની ખુલ્લી આયતો તે આખુ કુરઆન. ઉતરી રેહવા સુધીથી અને સહી બુખારી મુસલીમની ખુલ્લા હદીસો તે કયામત શુધીથી હજરત સા૦નું તમામ ઇલમે ગેબ નહીં જાણવુ લખયા છતા તેમાનો એક પણ દાખલો કે તેની મતલબ ખોટી નહીં. પાડી સખયા છતા તે કોઇને નહી માની તેના અનદરની સુરાઓથી ને હદીસોથી પોતાનીજ સમજની વગર સમજે નવી દલીલો લખી મારી છે અને તે દલીલોનો જવાબ મારા રીસાલામા હોવા છતા પાછી તેની તેજ દલીલો લખી લોકોને નાહક ધોકામા નાખી બેહકાવે છે અને નહીં તો હું તેવણને આટલુ જ પુછુ છું કે તમો કુરઆન શરીફની શાનેનજુલ સુનત જમાતે માનેલી એક પછી એક કહી આયત અને સુરા ઉતરેલી ને માનોછો કે નહી ? જો માનોછો તો સુ સબબ નીમહકીમમા મે કુરઆન શરીફની શરવેથી છેલી સુરા તવબાની આયત ૧૦૧ અને ૧૦૭થી ખુલ્લુ ખુદાતઆલાનુ હજરત સા૦ ને ફરમાવુ છે કે તમો તેઓને નહી જાણતા અને હુ જાણુછુ તેમજ મસજીદે દેરારવાલાઓનાં ફરેબથી વાકેફ કરવુ છે તો ફરી એના અનદરની સુરાઓથી તમારો દાવો તમામ જાણવાનો કેમ સાબેત થઇ શકે. જરા ધીયાન આપી તપાસી જોજો ને તમારી નજરમા આવે તે તફસીરમાં અને ખાસ કરી તમારી બતાવેલી તફસીર રઊફીમા એ આયતોની મતલબ જોજો ને કોએ પણ એ નહી જાણુ વાની જગોમા જાણવુ લખયુ હોય તો મને લખી જણાવજો અને નહીં તો તમો અમો લોકોને નવા અકીદાવાલા અને જીનદીક વગેરે લખોછો તેના હકદાર તમોજ ઠરસો. ઉપરાત મે તા૦ ૧-૧૦-૧૯૦૭ ના દેશી મીત્રના ચરચા પત્રમા આગલથી ચેતાવ્યા હતા કે તમારા મોહટા મોલવી બસીર સાહેબના લખાણુનો ખીયાલ રાખીને જવાબ લખજો કેમકે તેવણે પોતાની કીતાબ મોનીરૂદદીનના પાના ૧૭૪-૧૭૫ મા નાજેલ થઈલી ૫૮મી સુરા કહફ અને ૯૨મી સુરા નીસા અને ૧૦૫ મી સુરા સુના ફેકુન સુધીમા તો હજરત સા૦ ને એંમા બયાન થએલા અસહાબે કહફ અને બનીઓમેરક આ

ને જેહબીન અરકમના હાલની ખબર નહી હોવાનુ માનેલુ છે તો ફરી તમારા તેથી અનદરની સુરાઓથી દાવા કરવા સાબેત કેમ થઈ શકે તેમજ હું તમારા લખેલા તફસીરના દાખલા ખોટા પાડતો નથી પણ તે સરવેની મતલબ રીસાલતને લાગતું તમામ જાણવાની છે અને જો તેથી દુનયાની તમામ ચીજોનુ જાણવું લેસો તો તે પછીની કુરઆન સરીફની ઘણી આયતો અને સહી હદીસો જેમા નહી જાણવું છે તે સરવે બાતેલ થાય છે જે હુ ઊપર બતાવી ચુકયો છુ. પણ ખુદાના કલામમાં એક નુકતોબી ખોટો બયાન થઇલો નથી. અને જો સાને નઝુલ આગલી પાછલી આયત સુરા ને તુફસો કહી નહી માનતા તો ફરી કુરઆનના ગણા હુકમ યાને શરાબ જુવો મુતા વગરેના નાસખ મનસુખ થએલા છે તે શું આધારથી થએલા છે તે મેહેરબાની કરી બતાવી આપસો. અને જો ચાલુ સુરાઓથીજ માનતા હોવ તોપણ જુવો તમારા લખેલા દાખલાઓથી છેલા સુરા મુદસ્સેરની આયત (વમા યાલમોજોનુદા) અને નાજેયાતની આયત (યસઅલુનકા અનીસ્સાઅતે)ની તફસીર રઊફીમા જોઈ લીઓ જેમા ખુલ્લું હજરત સા૦નું નહી જાણતું છે એ પુરો તમારો જવાબ છે. ફરી તમો જે અમોને નવા અકીદાવાલા કહોછો તો જુના અકાયદની કહી કીતાબમા શેવાએ ખુદા તઆલાને આલેમુલ ગેબ હજરત સા૦ને માનઊ કોઈમા હોય તો જરા મેહેરબાની કરી બતાવી આપસો તેમજ કોઈ વીરદ વજીફામાં પણ સેવાએ ખુદાને અલામુલ ગુયુબ હજરત સા૦ ને પહડવુ હોય તો બતાવી આપસો બલકે તમો અમારી હનફી ફીકેહની કીતાબો પગ માનોછો કે નહી જો માનોછો તો ફીકેહની મોહટી મોટી કીતાબોમા આ મસલો છે કે જે કોઈ નીકાહમા ખુદા અને રસુલને ગવાહ રાખે એવું સમજીને કે રસુલ સા૦ ગેબ જાણનારા છે તો તે સીરક અને કુફર છે. તેમજ કોઈ ફકત યા રસુલુલ્લાહ કહે અને એમ સમજે કે તેવણ સાંભળે છે અથવા હાજેર નાજેર છે તો એને પણ સીરક કુફર લખેલું છે. તો અગર તમો પહડા હોવ તો તપાસી જોજો ને નહી તો કોઇ આલીમને પુછી જોજો ને નહીં મલે તો મને પુછજો હું કીતાબોના નામ પતા લખી જણાવેશ અને ફરી એથી અમો નવા અકીદાના અને જીનદીક છએચ કે તમો તે સમજી લેજો તેમજ હજરત સા૦ ને તમામ ઈલ્મે ગેબના જાણનારા નહીં માનવાથી પણ કોઈ અકાયદની કીતાબમા કુફર સીરક ઠેરવેલું હોય તો બતાવી આપસો.

હવે બીજી એક ખુબી તમારામા એ છે કે એકજ મોલવી જે વખતુ તમારી મરજી પરમાણે મલતા થાય તેવારે તે પાકા હનફી અને સારા ગણાઈ છે અને જેયારે તે તમારી મરજીથી તેવણ સરીયત પરમાણે ઉલટા રહે તયારે તેઓ વહાબી લહાબી અને બગડેલા ગણાઇ છે તો એ તમારી નફસાની યત છે કે નહીં? તે જુવો જેયારે તમોએ જામેઉસ્સવાહેદ વહાબીયોના રદમા બનાવાવયો હતો તેયારે દેવબંદ અને ગંગો દીહલીના આલીમો મોદરરેશોને પાકા હનફી ગણી તેઓના શહીયો કરાવાયો હતયો જે ફતહુલમોબીનમા જોડાઇલોછે અને હાલ આ મસલામા તેઓ તમારેથી વીરૂધછે જેથી તેઓને પણ બુરા ઠેરવી તમો માનતા નથી એમજ બીજા મોલવી અબદુલ હક સાહેબ દેહેલવી તફસીર હકકાનીના મુસંનેફ જે હેદરાબાદના પસ્એઠા પગાર ખાઇ છે ને હમેશા વહાબીયોને શાથે હનફીયો તરફથી બહસમા ઉતરે છે ને હાલ પણ અમરસલમા વહાબીયો સાથે ઇલમે ગેબની બહસમા લવાદ મુકરર થઇ વહાબીયોએ હજરત સા૦ ને ખુદાતઆલાએ જેટલો ઇલમેગેબ જણાવીયો તેટલો જાણવુ માનયું છે. ને તમો પણ તેવણુનેજ સુરતમા સામરોદી વહાબીસાથે બહસકરવા લાવયા હતા તો તેયારે તેવણુને સારા હનફી માનતા હતા અને હાલ આ મસલામા તેવણ તમારેથી વીરૂધ છે તેથી તેવણને પણ નવા અકીદા વાલા અને બગડેલામા સામેલ કરી માનતા નથી. અને તમારી જાણમા એવાત નહી હોય તો એજ દેવબંદ અને ગંગો અને દીલ્લીના મજકુર શાહેબોના ફતવાની નકલ મોલવી ગુલામમોહમદ સાહેબે તરજુમો કીધેલી નસીહતુલ મુસલેમીનના અખીરમા દાખેલ કરેલો છે તે તપાસી જોજો. ' તીજો જયારે તમો શહેરના આલીમોથી વીરૂધ રહી જરા જરા મસલાનુ કામ પડે કોતાબો લઇ સુરતના મરહુમ મોલવી મોહમદ ઇસમાઇલ અને મોલવી કાજમ વગરે સાહેબોને પાકા હનફી સુંનતજમાયત

ગણી મસલા પુછયાવતા હતા અને આ મસલામા તેઓ સરવે તમારેથી વીરૂધ એટલે એક રીસાલો નાજમે, રાહેહકના પાના ૬૨મા તેઓએ એ મસલો દાખેલ કરી લખયુછે કે ખુદાતઆલાએ નબયોને વલયોને જેટલો જેટલો ઇલમેગેબ જણાવીયો તેટલો તેટલો તેઓ સરવે જાણનારાછે. અને એજ સુનનત જમાઅતનો અકીદો છે અને એથી ઉલટુ માનનારા ગુમરાહછે તો હવે એવણ સાહેબોનુ કેહવુ પણ તમો માનતાનથી અને એ સરવેને નવા અકીદામા દાખેલ કરયાછે. તો હવે હનફીયોથી તમો ફરા કે અમો તે સમજી લીયો. ને મવલાના મોલવી બમીર સાહેબ પરજ જે બરોસા રાખોછો તો તેવણનુ પણ કુરઆનની કુલ ૧૧૪ સુરામાથી ૧૦૫ સુધીમા તમામ ઇલમેગેબ નહી જાણવાનુ માનવું હુ ઉપર લખી ચુકયો છું. અને એ પછી બીજી કોઇ સુરાથી તેવણે પોતાનો દાવા સાબેત કરેલો નથી, તે બરોબર તપાસી ખાતરી કરી લેજો ને નાહક ખુદાના બનદાવોને તેનો ખોફ રાખીને બેહકાવાનો તેના આમલ રજુ થઇ મોહ દેખાડવુ છે ફરીનો તમારી ખુશી મારા ઉપર નહી છે પણ પોહચાડી આપવુ

હવે ઉપર તમારો જવાબ થઇ ચુકયો તે છતા બીજો શુ તમારા લખેલા દાખલાઓનો મારો રીસાલો નીમહકીમમા જવાબ નહી છે? જુવો તમારી મખઝનના પુઠાપર અને પા૦ ૩ અને ૧૦મા પેહલો દાખલો સુરા નીશા ની આયત (વઅલ્લમકા) નો આપયો છે જેનો તરજુમો એ છે કે અને સીખાડયો તુને જે કઇકે નહી હતો તુ જાણતો) તો એ રીસાલતને લાગતુ જાણવુ છે. અને એમા ગેબનો એક લબજભી નહી છે તે છતા એ સુરા ૯૨ મીનાજેલ થએલી છે ને મે નીમ હકીમના પાના ૮ મા એનો જવાબ ૧૧૪ મી નાજેલ થઇલી સુરા તવબા જેમા હજરત સા૦ નુ ખુલ્લુ નહી જાણવુ બતાવેલુ છે તો હવે ખુદાનુ કલામ સાચુ કે તમો ફરો બીજો દાખલો પા૦ ૪ અને ૬૦ અને ૧૨મા તમે મેહરાજ-નો આપયો છે તો મેહરાજ મકકા શરીફમા થએલી છે અને એનો હાલ ૧૭મી સુરા બની ઇસરાઇલમા છે અને મેહરાજથી હજરત સા૦ તમામ ઇલમેગેબ જાણનારા થયા હોતે તો ફરી એને બાદ નહી જાણવુ નહી હોતે પણ એને બાદ નીમહકીમના પાના ૯ મા ૧૦૮ મી નાજેલથઇની સુરા તાહરીમ જેમાં હજરત સા૦ નુ નહી જાણવુ મે બતાવલુ છે તો હવે ખુદાનુ કલામ સાચુ કે તમો ફરી તીજો દાખલો પા૦ ૮ મા તમો એ હજરત આદમ આ૦ નુ તમામ જાનવરોના નામ બતાવવ નો આપયો છે. અને કહોછો કે તો હજરત સા૦ જરા જરા જાણનારા છે તેનો તઆજુબીસી. જવાબ એ તમારી નવી દલીલ છે. અને એવા કીયાસથીજ તમો ઇલમે ગેબ સાબેત કરો છો પણ ખુદાએ તમારી રાઇપર દીન સોપેલુ નથી એમા તો શાફ દલીલ જોઇએ. તે છતા એમા તો હજરત આદમઆ૦ નુ તમામ પરાણીયોના નામ જાણવુ છે પણ તે સરવે કટલુ કટલુ જીવસે ને સુસુ ખાસે ને કહીયા કહીયા મરસે અને તેઓની વનસ એવી તરેથી કટલી કટલી થસે તે સરવ જાણવુ નહી છે તો ફરી એ દલીલ તમુને સુ કામ લાગી તેમ છતા જુવો નીમહકીમના પા૦ ૭ મા ખુદા તઆલાએ હજસ સા૦ની જબાની ફરમાયવુ છે કે કેહ નહી કેહતો હુ તમોને પાસે મારે ખજાના ખુદાના છે અને નહી હુ જાણતો ગેબને અને નહી કેહતો હું તમોને હુ ફીરસ્તો છુ નહી તાબેદારી કરતો પણ તે ચીજની કે વહી કીધેલી છે, તરફ મારા. તો હવે ખુદા અને તેનો રસુલ સાચા કે તમો ચોયો દાખલો પા૦ ૪ અને ૯મા તમે સુરા કલમની આયત (માઅનતા)નો આપેલો છે જેનો તરજુમો એ છે કે તુ નહી પોતાના રબના ફજલથી દીવાનો. જવાબ એ દાખલો તમારો નવો છે અને એમા કઇભી ગેબની જીકર નથી તેમ છતા એથી જો હજરત સા૦ તમામ ગેબ જાણનારા થયા હોતે તો ફરી એને બાદ નહી જાણવુ નહી હોવુ જોઇએ પણ જુવો એ સુરા બીજી નાજેલ થએલી છે અને નીમહકીમના પા૦ ૭ મા એને બાદ ૩૮ મી નાજેલ થએલી સુરા આરાફની આયત ૧૮૮ મા હજરત સા૦ની જબાની ફરમાવયુ છે કે અને અગર હોતે હું જાણુ તો ગેબ અલબત બોહુ લેતે હુ ભલાઇથી અને નહી લાગતે મને બુરાઇ. તો હવે ખુદા અને તેનો રસુલ સાચો કે તમો. ફરી પાચમો દાખલો પા૦ ૪ મા સુરા રહમાનની આયત (ખલકલ ઇનસાન) નો આપેલો છે જેનો તરજુમો એ છે કે બનાવયો આદમી ફરી સીખાડી તેને વાત) જવાબ એમા ઇલમેગે

બની કંઈ જીકર નથી અને એ આમ ઇનસાનને માટે છે તે છતા એથી હજરતે સા૦ તમામ ગેબ જાણુનારા થયા હોતે તો ફરી એને બાદ નહી જાણવું નહી હોવુ જોઇએ પણ જુવો એ સુરા ૯૭ મી નાજેલ થએલીછે અને નીમહકીમના પા. ૧૦ મા ૧૦૩ મી નાજેલ થયેલી સુરા નુરની આયત ૧૧ મા હજરત આએસા સીદદીકા રા૦ ના ઉપર મુનાફેકોએ જે જુઠી તોહમત ચહડાવીહતી તેથી બરી કરવા અને ગમથી હજરત સા૦ની તસલ્લી કરવા ખુદાતઆલાએ ફરમાવયુ છે કે જે લોક લાવયા છે આ તુફાન તમારામાજ એક ટોલુછે. તમો તેને નો સમજો બુરૂ પોતાના હકમા બલકે એ સારૂ છે તમારા હકમા. તો હવે ખુદાનુ કલાન સાચુ કે તમો. ફરી છઠો દાખલો પા૦ ૪ મા તમોએ સુરાં આલ ઇમરાનની (આયત વમાકાનલ્લાહો) નો આપેલો છે જેનો તરજુમો એ છે કે અને નહી છે અલ્લાહ કે ખબરદાર કરે તમોને ઉપર ગેબને પણ અલ્લાહ પસન કરે છે. પેગમબરો પોતાનામાથી જેને ચાહે છે. તો એ આયતથી ઇલમેગેબનુ જાણવુ છે જેનો ઇનકાર નથી પણ તમામ હર જરા જરાનુ જાણવું એમા નથી અને એ સુરા ૮૯મી નાજેલ થએલી છે તો જો એથી તમામ ઇલમેગેબ હજરત સા૦ જાણુનારા થયા હોતે તો એને બાદ નહી જાણવુ નહી હોવુ જોઇએ પણ જુવો એનો જવાબ નીમહકીમના પાના ૧૦ મા એને બાદ સુરા તોવબા કુરઆનમા સરવેથી છેલી ૧૧૪મી નાજેલ થએલી છે અને તેની આયત ૧૦૧ મા સાફ ખુદા તઆલાએ હજરત સા૦ ને મુનાફેકોની બાબતમા ફરમાવયુ છે કે (તુ તેઓને નહી જાણતો હુ જાણુ છું) તો હવે ખુદાનુ ફરમાન સાચુ કે તમો. ફરી સાતમો દાખલો પા૦ ૫ મા તમોએ અજાજીલ અલેહીલ્લાનાનો આપયો છે કે તે તમામ અરસનુ લખાણુ જાણુનારો હતો તો ફરી હજરત સા૦ જરા જરા જાણે છે તેની તાઆજુબી સી વાતની જવાબ એ તમારો નવો દાખલો છે પણ ઘણી અફસોસની વાત જેં કે તમો અજાજીલને તમામ અરસનું લખાણ અને ગેબનો જાણુનાર માનોછો જુવો સુરા બકરની આયત ૩૦'થી ૩૪ સુધીમા ખુદા તઆલાએ હજરત આદમ આ૦ ને તમામના નામ સીખાડયા અને ફરી તે ફીરસતાઓથી પુછયા તો તે સરવેએ જાણવાનો ઇનકાર કરેલો છે જેમા જીબરઇલ આ૦ અને અજાજીલ અલેહીલ્લાના સરવે સામેલ છે. ઊપરાત લાનતનો તોક પણ લખાઇલોજ હતો તો જો તે ગેબનો જાણુનારજ હોતે તો કબી મગરૂરીથી સીજદાનો ઇનકાર કરતે નહી બળકે તે સેવાએ બેહકાવવાને બીજુ કઇ જાણતો નથી અને તેમ તેના ચેલા ઇનસાન પણ લોકોને બેહકાવે છે જુયો સુરા નાસ મા. બાકી તમે જે હજરત સા૦ને જરાજરાના જાણુનારનો કીયાસ કરોછો તે તમારી રાઇપર ખુદાએ દીન રાખેલુ નહી છે તો હવે ખુદાનુ કલામ સાચુ કે તમો. ફરી આઠમો દાખલો પાના ૫ મા તમોએ (અલમ નશરાહ)નો આપયો છે જેની માએની એ છે કે અને નહી ખોલી આપો તારો સીનો અને ઉતારી મુકયો તારેથી બોજ તારો) તો એ હજરત સા૦ નો સીનો મુબારક ચાક કીધેલાની બાબતમા છે અને એ હજરત સા૦ નો નબુવતથી આગલ નાનપણામા પણ હજરત હલીમા રા૦ને તયાથી શુમ થઇને થએલો છે અને એમા કઇ પણ ગેબની જીકર નથી તે છતા એથી જો હજરત સા૦ તમામ ગેબ જાણુનારા થયા હોતે તો ફરી એને બાદ નહી જાણવુ નહી હોતે પણ જુવો એનો જવાબ નીમ હકીમના પા૦ ૬ મા એના બાદ કુરઆન શરીફ ઉતરયુ તયારે સુરા યુસુફની આયત ૩ મા ખુદા તઆલા ફરમાવે છે કે (હુ બયાન કરૂ છું તારે પાસે સારૂ બયાન એટલા માટે કે મોકલયુ મે તારા તરફ આ કુરઆન અને તુ હતો એનેથી આગલ નહી જાણુનારાઓમા) તો એથી આગલ તમામ ગેબ જાણવું કેમ થઇ સકે. બલકે જેટલા દાખલા તમે આગલ આયતો અને તેની તફસીરો અને હદીસોથી જે નહી જાણતા હતા તે જાણવાનુ અને થઇ ગઇલુ અને થનારૂ જાણવાના લખયા છે તે એજ કુરઆન હદીસ ઉતારી જણાવાની મતલબ છે. જેને તમે હર જરાજરા ગેબનું જાણવું સમજી બેઠાછે તે તદન ખોટુછે. અને તમો પણ તમારા કીયાસથીજ એ દાખલાંઓની નીચે કહો છો કે જરા જરાનો સું સુમાર અને સું તાઆજુબી. તો જુવો એ સુરા નશરાહ ૧૧ મી નાજેલ થએલી છે અને નીમ હકીમના પાના ૭ મા સુરા યુનસ ૫૦ મી નાજેલ થએલી છે. અને તેની

આયત ૨૦ મા ખુદા તઆલા હજરત સા૦ ને ફરમાવે છે કે પસ કેહ સેવાએ એને નહી કે ઇલમે ગેબ વાસતે ખુદાનેજ છે પસ ઇનતેજાર રહો તાહકીક હુંભી સાથ તમારે ઇનતેજાર કર નારાઓથી હું. તો હવે ખુદાનું કલામ સાચુ કે તમો. ફરી નવમો દાખલો પા૦ ૩ અને ૧૦ મા તમોએ શબે અસરાનો આપેલો છે કે તેમા ઇલમે માકાના અને વમા યકુન આપ પર ખોલી આપો જેની માએની થઇલુ અને થનાર જાણુવાના છે. જેમા કાઈ પણુ વાંધો નથી કે આપે હજારો ખબર થએલી અને થનારી કુરઆન હદીસમા આપેલી છે. પણુ જો હર જરાજરાનુ જાણુવું લેસો તો એ હદીસ પણુ મેહરાજની છે જેનો જવાબ ઉપર આપયો છે તે છતાં એનો હાલ ૧૭ મી નાજેલ થઈલી સુરા બની ઇસરાઈલમાં છે તો જો એથી હજરત સા૦ તમામ ગેબ જાણુનાર હોતે તો એને બાદ નહી જાણુવુ નહી હોતે પણુ જુવો નીમહકીમના પા૦ ૭ મા એને બાદ સુરા અમબીયા ૭૨મી નાજેલ થએલી છે અને તેના આયત ૧૦૯ મા ખુદા તઆલા હજરત સા૦ની જબાની ફરમાવે છે કે (અને નહી જાણુતો હું કે નજદીક છે યા દુર જે વાઇદો અપાઈ છે તમોને) તો હવે ખુદાનું કલામ સાચું કે તમો. ફરી દસ મો દાખલો પા૦ ૬માં તમોએ મોહરે નબુવતનો આપેલો છે જેથી હજરત સા૦ સરવે ઇલમે ગેબના જાણુનારા સમજાવો છો. તો મોહરે નબુવનો આપ સા૦ની પેદાયસથી આપ ઉપર હતી અને જો તયારથીજ આપ સા૦ તમામ જાણુનારા હોતે તો તે બાદ ફરી નહી જાણુવું નહી હોતે પણુ જુવો નીમ હકીમના પા૦ ૮માં સુરા હુદની આયત ૪૯ માં ખુદા તઆલા હજરત સા૦ને ફરમાવે છે કે (આ બાજે ખબરો છે ગેબની હુ મોકલું છું તારા તરફ જાણુતો નહતો તું ન તારી કોમ એથી આગળ)તો હવે ખુદાનુ કલામ સાચું કે તમો. ફરી અગયારમો દાખલો પા૦ ૪ અને ૬ અને ૭ અને ૯ મા તમોએ (ફઅલીમતો. અથવા ફેતજલ્લીની હદીસનો આપેલો છે જે બે સબદ માં લખાઇલો છે જેની માએની એ છે કે (પસ જાણી લીધી મે હર ચીજ જે કે આસમાનોમાં અને જમીનોમાં છે. જવાબ તોએ હદીસ ખાસ એક વખતનું જાણુવાની છે. અને એ ઇખતીસામુલ મલાએકની બાબતમાં ફરમાવેલી છે અને એનો ઇસારો ૩૭મી નાજેલ થઇલી સુરા સુવાતમાં છે અને એનો જવાબ નીમહકીમના પાના ૯માં આપેલો છે કે જો એથી હજરત સા૦ તમામ ગેબ જાણુનારા હોતે તો૦ ફરી એને બાદ નહી જાણુવું નહી હોતે .પણુ જુવો એને બાદ ૧૦૫મી નાજેલ થયેલી સુરા મુનાફેકુનની આયત ૧મા ખુદા તઆલા હજરત સા૦ને ખબર આપે છે કે (અને અલ્લાહ ગવા આપેછે કે એ મુનાફેકો જુઠાછે] અને આપ સા૦ તેઓને સાચા સમજતા હતા તો હવે ખુદાનુ કલામ સાચું કે તમો અને એમાં જે કુલ્લોસેનો લબજ છે તેનો જવાબ નીમહકીમના પ૦ ૮--૯ માં છે જે ઘણુાપર વપરાઇ છે. અને તમારા મવલાના બેસીર શાહેબ પણુ એજ સુરામાં જેહબીન અસ્કમનો કીસ્સો બયાન થયેલા સુધી હજરત સા૦ને તમામ ગેબ જાણુવાનો પાના ૧૭૫ માં ઇનકાર કરેલો છે. તો તમારો ઇલમ તો તેવણુથી પણુ વધારે હોસે અથવા જહાલત હોય. વાસતે હવેથી મેહેરબાની કરીને કઇ લખો તો જરા આગલ પાછલનો ખ્યાલ કરી લખજો ને નહી તો નાહક લોકોને બેહકાવી કુફર સીરકમા નાખી ઇમાન આમાલ ખરાબ કરી કુરઆન હદીસને જુઠાવી બીજાઓને નવા અકાયદના જીનદીક અને દુસમને દીન ઠેરવી લોકોને ફરી તકલીફ આપતાનો અને જો એમજ છે તો ફરી તમે શું સબબ તમારા ઇસતેહેરમા સુંનત જમાઅતના મસ ભાગબાદ થોડા ભાગનો એ અકીદો રાખવો કબુલ રાખયો છે તો તેઓને પણુ જીનદીકમા સામેલ કરતે. ફરી બારમો દાખલો પાના ૪મા હજરત સા૦ને ઇલમે અવવલીન અને આખરીન હોવાની હદીસનો આપેલો છે તો તેથી કોઇનો પણુ ઇનકાર નથી જુવો હજરત આદમ આ૦થી લઇને હજરત ઇસા આ૦ સુધીનો કેટલાકે નબયોનો હાલ અવવલીનનો આપે જાણુેલો છે તેમજ આપ સા૦થી લઇને કયામત અને જનનત જહનમનો હાલ જે કંઇ અલ્લાહ તઆલાને જણુાવવું હતું તે આખરીનનો આપે જાણુેલો છે જે કુરઆન હદીસમો ખુલ્લા બયાન થએલાં છે. તેમજ પાના ૭ માં (ફઅખબરના)ની હદીસ યાને હજરત સા૦નું સહાબાઓને કયામત સુધીનું અ

વાન કંઈ સંભળાવવાનો લખવો આપેલો છે અને એનો જવાબ નીમહકીમના પાના ૧૧માં આપેલો છે અને તેની મતલબ કીયામત સુધીના ફીતના ફીસાદની ખબર આપવું છે જે હદીસોમાં ખુલ્લું છે. અને નહીં તો ફરી સહાબાઓની તમામ આલેમુલગેબજ થવા જોઇએ જે કોએ પણ માનેલું નથી. અને હું તો નીમહકીમમાં હોજે કવસર સુધીની પણ હદીસ લખી ચુકયો છું. જેમાં સહાબાઓનો અકીદો હજરત સા૦ને તમામ ગેબ જાણવાનો નહી હતો. જુવો તેમાં સહાબાઓનું હજરત સા૦ને પુછવું છે કે તમો અમોને ઓલખસો. તેમજ હજરત સા૦નું ફરમાવવું છે કે તમારા વજુના અજો ચમકતા જોઇને હું ઓલખેસ. તેમજ ખુદા તઆલાના તરફથી પણ ફીરસતાનો બીદઅતયોની બાબતમાં અવાજ થસે કે તમો નહી જાણતા કે તમારા બાદ એવો એ શું બીદઅતો કરી) જેમાં સહાબાઓનું અને હજરત સા૦નું અને ખુદાના તરફનું હજરત સા૦ને તમામ ઇલમે ગેબ નહી જાણવાનું ખુલ્લું સહીબુખારીની હદીસમાં છે. તો ફરી તમારે પાસે એથી પાછળની કોઇ હદીસ તમામ ગેબ જાણવાની હોય તો મેહેરબાની કરીને બતાવી આપો. અને નહી તો નફસાનીયત કરી બીજાઓને ફસાવો નો.

હવે મારા પાંચ સવાલનો જવાબ આપેલો તે જુવો પા૦ ૮માં પાંચ સવાલનો ખનડન કરી લખો છો અને તેમાં દરેક સવાલ મારો હજરત સા૦ જાણતાથા કે નહી કરેલો લખો છો તે તદન તમારૂ ખોટુ લખવું છે મેં તો કુરઆન સરીફની આયતોથી ફકત નહી જાણવાનુ લખેલુ છે ને તમો તેનો ખનડન લખોછો તો પેહલાતો તમો તે સરવે આયતોને રદ કરનારા થયા પછી તેમાનો એક દાખલોબી જાણવાનો સાબેત નહી કરી શકયા. અને બચયાઓને સમજાવવાજેવો જવાબ લખી મારો છો કે સાએરીબી ઇલમના ઘેરાવામા છે. તો હું તમોને પુછુછું કે સાએરી એક ઇલમ નહી છે તો ફરી દરેક માણસ કેમ નહી જાણતો અને ખુદા તઆલાએ કેમ ના કહયુ. તે તમારો કોલ સાચો કે ખુદાનો. બીજો કલમથી લખવા પહડવાના બાબતમા કહો છો કે કલમથી લખાવું સુ ચીજ છે. તો હું તમોને પુછું છું કે કલમથી લખવુ પહડવું એ ઇલમ નહી છે? તો એને સું કહો છો અને હજરત સા૦ બી લખવા પહડવા કાનેબ રાખતા હતા અને ફરી ખુદા તઆલાએ કેમ ના કહયુ તો તમારો કોલ સાચો કે ખુદાનો. અને એથી હું એમ નહી કેહતો કે આપને જાણવું જ જોઇતું હતુ પણ ફકત ખુદાના ફરમાન પરમાણે નહી જાણવુ બતાવેલું છે. તીજો કયામતનો દેવસ મગરેબથી આફતાબ નીકલવાનો તમો કહો છો તો એ બાબત તો લખૂ દલીજ છે. પણ કેટલા વરસ અને કેટલા મહીના અને કેટલા દહાડા પછી કયામત થસે તેનો સવાલ છે. અને તે નીમ હકીમના પા. ૧૧ મા ખુદા વગર કોઇ નહી જાણવાનુછે જુવો નાજેયાતની તફસીર રઉફીમાતો તમારો કોલ સાચો કે ખુદાનો ચોથો ઇલમે જાદુ વીસે કહો છો કે એ હજરતના મોજેજા ના આગલ કઇ ચીજ નહી તો હું પણ કહું છું કે મોજેજાના આગલ કાઇ ચીજનહી પણ ઇલમે જાદુ એક ઇલમછે કે નહી? ફરી કેમ ખુદા તઆલાએ તેની બુરાઈ બયાન કીધી. તો તમારો કોલ સાચો કે ખુદાનો. પાંચમો કેટલાક રસુલોનો હાલ નહી જાણવાના જવાબમાં મેહરાજનો હાલ જોવાનું લખી મારયું છે તો તેમાં તો નબીયોને જોવું આવેલું છે. પણ તેઓના હાલ દુનયામા સું સું થયા તે નહી જણાવવાનું ખુદાનું ફરમાન છે જે મેહરાજમાં જાણ્યું નથી તો હવે તમારો કોલ સાચો કે ખુદાનો. ઉપરાંત જુવો મેહરાજ મકકા શરીફમાં થએલી છે અને સુરા નીસાજેમાં નબયોનું નહીં જાણવાનું છે તે મદનીછે જરા તપાસી જોજો અને એ પાંચો ખુદાના ફરમાનપર સીર જુકાવી રજુ કરી સરકસીથી નીકલી જજો તોજ ખુદાના કલામને સચાવનારા ઇસલામમાં સાબેત રેહસો અને નહીતો તમારી ખુસી કેમકે પા. ૯-૧૨માં તમારી ગેરમાં નબી સા૦ને દરેક ઇલમ જાણવાનો તમારો એકરાર છે અને મેં તમારા તમામ દાખલાઓમાં સીવાય ટાલીલાઓમે પુરો જવાબ આપયો છે અને તમો જે આસમાની હાઇકોરટના ચુકાદાને પીનલ ના કાયદાથી પા: ૧૦માં બાતેલ કરો છો તે કદી થઇ શકતી નથી. અને હું પણ એવા વગર

સમજના દાખલાઓનો જવાબ આપતે નહિ પણ લોક। તેથી એટલી શીરક કુફરમાં નાંખી દએ તેથી જવાબ લખયો છે

.. હવે ઇસતેહાર વાજેબુલ ઇજહારનો જવાબ આપું છું. કે મોલવી કાજી સહમતુલ્લા સાહેબ વીસે તોબાની અફવા સાભળીને તેવણુથી અને તેવણુને સાથે બીજા રાંદેરના સાહેબો હજમાં ગયલાઓથી એ બાબતની તાહકીક કીધી હતી જેના જવાબમાં તે સાહેબોએ કહયું કે ઇલમે ગેબ બાબત મોલવી અબદુલ હક સાહેબ સાથે કઇબી તકરીર ઇનકાર કે એકરારની થએલી નથી જેની ખાતરી કરી મેં ચર્ચાપત્રમા દુસમનોનુ જુઠ ઉડાવવું લખયુહતુ પણ તમો તેને સાચુ ઠેરવોછો તો તેનોજવાબ હું એટલોજ આપુ છુ કે એવા વીરૂધના મસલામા રૂજુ કરવાનુ એકરારનામુ સહી સાથે લખાવાનો ધારો છે તો જો તમારૂં જ કેહવું સાચુ છે તો મેહરબાની કરીને તે તોબાનામુ કે એકરારનામુ અથવા તેની નકલ રજુ કરો અને નહીંતો તમો અથવા કોઇ જુઠાના કેહવાથી જુઠુ લખતા હોવ તેમા શુ શક છે. જુવો દુઆએ મખજનના પા૦ ૨ મા લખો છો કે અજાણ મુસલમાનો ગુલામ મોહંમદના રીસાલાઓ વાચી હયાતત નબીનાબી મુનકેર થઇ ગયા છે તો તેવણુના કયા રીસાલામા એવાત લખેલી છે તે મેહેરબાની કરી બતાવી આપો. તેમજ પા૦ ૨ મા તમો લખો છો કે ગુલામ મોહમદનુ આલ ઇમિરાનની આયતથી તમામ સેનો ઇલિમ ગેબ સાબેત કરવુ લખો છો તે કહયા છે બતાવી આપો. તેમજ પા૦ ૪ મા ગુલામ મોહમદ પોતાના ટુંક જવાબી રીસાલામા લખે છે કે અબદુલ મુસતુફા તથા અબદુલ મુજનેબ હદીસ બયાન કરે છે અને તે ગુલામ મોહમ્મદ માને છે. તો એ કહયા પાનામા છે તે સાચા હોવ તો બતાવી આપો. ઉપરાત તમો એ એનામોના રાવી સમજી બેઠા છો પણ તેતો મોલવી નજીર અહમદખાન બરેલી વાલાનુ નામ ધારણ કરેલા છે તો એટલુબી તમો સમજી શકયા નહીં. તેમજ પા૦ ૮ અને ૧૨ માં મોલવી ગુનામ મોહમમદ અને અબદુલ હઈ સાહેબને તમે દેવબનદી સમલાના ઠોકી બેસાડેલા છે જે તદન ખોટું છે અને એ બેવ સાહેબો કાનપુર ફેજેઆમના દસ તારબધી છે અને એ બેનુ નામ સાભળી તમોને બોત્ર નાપસન થએલુ લાગે છે તો તમો બીજા શાહેબો પણ જાણુતા હોવતો તેવણુની પુરી સનદ બતાવી આપો તેમજ પા૦ ૯ મા મારા નીમ હકીમમા ખાસ ખુલ્લી ઇલિમે ગેબન્રી નફીની આયતોને ખુદાતઆલાની કુદરતની ખુબયોની આયતો તમે ઠેરવી બેસાડીયો છે. જે પાછી આ રીસાલામાખાસ ખુલ્લી નકલ થઈ છે. તો તેમજ કાજી સાહેબ વીસે પણ તમે કે તમારા શાથી બીજાઓ એ દુસમનીથી ઠોકી હોય તેમા શું નવાઇછે. કેમકે જેયારે ખુદા અને રસુલનુ કલામ જુઠવાઇ તેયારે બીજાનો શું હીસાબ છે અને આજેતો એ હવાજ છે કે સાચું તે જુઠું અને જુઠું તે શાચુ એટલે પુરી તાહસીલના સનદી આલીમને તમો મીસતર લખોછો અને જેને કઇ પણ ઇલમની સનદ નહીં હોય બલકે દીની કીતાબનું એક પાનુ ભી સહી નહી પહડી સકે તેમે મોવલાનાઅને મોલવી ઠેરવી વરઘોડે ચહડાવોછો. એજ સમજની ખુબી છે. તેમ છતા જો કોઇ મસલાથી તોબાબી કરે તો તેથી અમારા દીનના મસલાનુ ખોટુ ખરૂં ઠરતુ નથી પણ કુરઆન અને હદીસ ને ફીકેહની દલીલોથી શાચુ જુઠુ ઠેરવવાનુ છે અને તમે એ ફકત હસદ દુસમનીથી છપાવી જાહેર કરયુ હસે. બાકી રહયુ ઉસતાદકે પીરની તાબેદારી નહીં કરવાનુ તમે લખું તેનો જવાબ હુ તમબીહુલ મુફતરીના જવાબમા લખી ચુકયોછું કે મસલામા સેવા દલીલને ઉસતાદ સાગરીદની તાબેદારી કરવી નહી છે. જેમ અમારા ઇમામ સાહેબના શાગરીદોએ કેટલાક તેવણુના મસલા ફેરવી નાખયા છે. અને તેજ ચાલુ છે. બસ એટલેથી હું આ રીસાલો પુરો કરી રાદેરના આલીમોને અને તેવણુના સાથયોને જે લોક વહાબી અને બગડેલા સમજે છે તેઓથી એકજ સવાલ કરૂ છુ કે એ આલીમોના લખાણોમા કે એવોના ચલણમા એક પણ મસલો હનફી ફેકેહની કીતાબોથી ઉલટો લખયો હોય અથવા ઉલટા ચાલતા હોય તો મેહેરબાની કરીને તે બતાવી આપે અને નહી તો તેઓજ હનફી મજહબથી ફરેલા અને હનફીઓના દુસમન અને શરીયતને આડે આવનારા અને નબીની મોહબબતનો જુઠો દાવો કરનારા છે. ખુદા સરવેને હીદાયત આપી તેના અને તેના હબીબના ફરમાનને નહી જુઠાવી તેની તાબેદારી કરવી નસીબ કરે અને આખર દમ સાથે કલેમાને લઇ તેવણુની શફાયત નસીબ કરે આમીન આમીન. યા રબબલ આલમીન.